# પરદેશી ખાંડથી થતું નુકશાન

( વૈદ્યકલ્પતરૂમાંથી )

"પરદેશી ખાંડથી થતી ધર્મભ્રષ્ટતા આજ
ને આજ છોડી દેવા સૌને વિનંતિ છે."



કિંમત સદુપયોગ

# પરદેશી ખાંડથી થતું નુકશાન

પરદેશી ખાંડથી આપણી કેટલી ખુવારી થઇ છે તે માટે મહાન્ વિદ્વાનો, યુરોપીઅન ડોક્ટરો, હિંદુ પંડિતો અને મોભાદાર છાપાંઓના અભિપ્રાયો નીચે પ્રમાણે છેઃ—

૧. એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકા જેવા બળવાન અને ઘણા વર્ષોની

શોધ ખોળને અંતે તૈયાર થયેલા મહાન ગ્રંથ કે જેને આધારે સરકાર ફેસલા આપે છે તેના ૬૬૭મે પાને લખેલ છે કે, "ખાંડ સાફ કરતી વખતે હરેક જનાવરનાં લોહી તથા હાડકાંના કોલસાનો ચૂરો નાખવામાં આવે છે."

૨. ડીક્સનરી ઓફ આર્ટસ–૬ઠ્ઠી આવૃત્તિ લંડન પાને ૮૨૯ મેં લખ્યું છે કે, "ગાંગડા બનાવવામાં આવે છે, તે વખતે ૫૪ મણ ખાંડમાં ૨૭ મણ હાડકાંના કોલસાનો ભુકો નાખવામાં આવે છે, પણ ખાંડ સાફ કરવાના કારખાનાં ગામમાં છે તેમાં ભારોભાર હાડકાંનાં કોલસાનો ભુકો નાખવામાં આવે છે."

૩. સ્વામી ભાસ્કરાનંદ લખે છે કે, "જ્યારે હું વિલાયત ગયો ત્યારે મેં કેટલાંક ખાંડનાં કારખાનાં જોયાં તેમાં પહેલે માળે ચઢતાં જ મને ઉલટી થશે એમ લાગ્યું. હું નહોતો જાણતો કે આવી અપવિત્ર ચીજોથી ખાંડ બને છે, પણ નજરે જોતાં સખેદાશ્ચર્ય થાય છે કે જે ચીજને અડવાથી પણ મોટું પાપ લાગે તે ચીજ હિંદુઓથી ખવાય છે કેમ ?"

૪. સયાજી વિજય–વડોદરા, તા. ૩–૯–૧૯૦૮ ના અંકમાં મી. બીંદ્રાવન નામનો એક પંજાબી પોતાની અનુભવેલી હૃદયભેદક આપવીતિ જણાવતાં કહે છે કે, "હું મોરીશમાં મારી જાતે

ખાંડ બનાવતો હતો. ખાંડ ચકચકિત કરવા માટે હરકોઈ જાતનાં જનાવરની ચરબી નાખતાં તેઓ અચકાતા નથી. મને આશા છે કે આ ચોક્કસ વાત જાણી હરેક હિંદુ બચ્ચો આ અતિ ભ્રષ્ટ પરદેશી ખાંડનો ત્યાગ કરશે."

૫. ભારત મિત્ર તા. ૨૮–૧૦–૧૯૦૫ ના અંકમાં જણાવે છે કે, "સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમાં દુધ વપરાય છે તેમ ત્યાં જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામાં આવે છે, કારણ કે કસાઇખાનામાંથી દુધ કરતાં લોહી સસ્તું મળે છે. મીસ્તર હેરીશ કહે છે કે ખાંડ સુવરના લોહીથી સાફ થાય છે. એ. જે. ટેલર

સી. ઈ. સાહેબના બનાવેલા "સ્યુગર મશીનરી" નામના ગ્રંથમાં લખ્યું છે કે ઈગ્લાંડ વગેરે દેશોમાં ખાંડ સાફ કરવામાં પાણી અને ગાયોનું લોહી મેળવે છે. ભાઈઓ! હિંદુને ગાય અને મુસલમાનને સુવરનું લોહી ખાવા લાયક છે?"

૬. મુંબઈ જ્ઞાનસાગર સમાચાર તા. ૧૫-૧૨-૧૯૦૫ માં લખે છે કે, "હિંદમાં પરદેશી ખાંડ સાકરના નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારના જીવોનાં હાડકાં, બળદ અને સુવરનાં લોહી અને મનુષ્યના મૂત્રથી સાફ થાય છે. જેના પવનથી પણ ડરીએ તેવા કોઢ વિગેરે રોગવાળા લોકોનું પણ મૂત્ર.

અરેરે ! આ હિંદુ મુસલમાનને ખાવા લાયક છે ?"

૭. સ્વદેશોન્નતિ દર્પણ—" પરદેશી સાકર અપવિત્ર છે; એટલુંજ નહિ પણ તેની અંદર નાનાં પ્રાણી, કીડી, મંકોડી વગેરેનાં આંતરડાં, માંસ, હાડચીંજર અને શરીરની અંદરના રેસા હોય છે. મોરસ સાકર બીટ, ગાજર, તાડી વગેરેમાંથી બનાવવામાં આવે છે અને તેમાં સડેલું લોહી તથા રોગિષ્ટ જનાવરોનાં હાડકાંનું મિશ્રણ હોય છે."

૮. મી. ફીનલે નામનો ગૃહસ્થ જણાવે છે કે, " વિલાયતી ખાંડ જે હિંદમાં ફાવી છે તે દેખાવમાં સફેદ અને ઘણીજ સસ્તી પડે છે, પણ તેના-

ઘણા રોગો હિંદુસ્તાનમાં પેદા થઇ ચુક્યા છે. તે ખાંડ લોહી અને શક્તિનો નાશ કરે છે. તે ખાંડ દુધ આદિ જે જે પદાર્થોમાં નાખવામાં આવે છે તેમાં આપણે ઝેર નાખીએ છીએ તેમ જાણવું. ઈગ્લાંડ તેમજ હિન્દુસ્તાનના પ્રખ્યાત વૈદ્ય ડાક્ટરોએ સ્પષ્ટ મત આપેલો છે કે આ ખાંડ હિંદુ મુસલમાનને ધર્મના બાધથી તો ખાવા લાયક નથી, પણ તેનાથી પ્લેગ, મહામારી ઈત્યાદી રોગો થાય છે; અને તેનાથી બાળકોનું તથા મોટા માણસોનું મરણ પ્રમાણ વધે છે, માટે કોઇ ધર્મને ન માનતો હોય, તોપણ તેણે આરોગ્યની દ્રષ્ટિથી પણ ખાંડ ખાતાં અટકવું જોઇએ.

કાચના ગ્લાસમાં ગરમ પાણી ભરી તેમાં સાકરનો ગાંગડો નાખવો, ઓગળતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો લોહીના રજકણો દેખાશે. બીજું દેશી ખાંડ અને મોરસ ખાંડ બંનેને જુદા જુદા વાસણમાં મુકો, પછી બંનેમાં થોડા થોડા સલ્ફુરીક એસીડ (ગંધકનો તેજાબ) નાખો. તરતજ દેશી ખાંડમાંથી મીઠી માટી જેવી સુવાસ આવશે અને મોરસમાંથી દુર્ગંધ આવશે; છતાં પણ આ વાત જૂઠી લાગતી હોય તો લાગવગ વાળા ગોરા વેપારીઓએ આ વિગત પ્રગટ કરનારાઓ ઉપર ફોજદારી માંડી દીધી હોત, પણ ખાંડની બાબત સાચીજ હોવાથી તેમજ અપવિત્ર

હોવાથી કોઇ પણ હિંદવાસીને ખાવા લાયક નથી. હિંદુઓની પેઠેજ ગોરા-લોકોએ માંસાહાર ત્યાગ કર્યો છે અને જે કેવળ વનસ્પતિના આહાર ઉપર રહે છે, તેઓએ ખાંડ સાકર ખાવાં બંધ કર્યાં છે; તો આપણા હિંદુઓથી તો આવી અપવિત્ર ચીજ ખવાયજ કેમ ?"

૯. હિંદી બંગવાસી—કલકત્તા, તા. ૩૦—૩—૧૯૦૩ ના અંકમાં લખે છે કે, "હિંદુસ્થાનમાંથીજ દર વર્ષે ૨૮ લાખ મણ જનાવરોનાં હાડકાં ખાંડ વગેરે ખાવાના પદાર્થો બનાવવા માટે પરદેશ જાય છે. સ્વદેશી ખાંડ કદાચ પરદેશી ખાંડથી સ્હેજ મોંઘી મળે તોપણ તેનાથી પવિત્રતા જળવાઇ રહે

છે, વળી તે ખાંડ પરદેશી કરતાં ગળ્યાપણમાં વધારે ગળી હોય છે; માટે સ્વદેશી ખાંડજ વાપરવી. કદાચ સ્વદેશી ખાંડ વાપરવાની શક્તિ ન હોય તો ગોળ વાપરવો, પરંતુ પરદેશી ખાંડ તો કોઈ રીતે ન જ વાપરવી. આથી ગૌહત્યા થતી અટકશે અને દુધાળાં ઢોરોની વૃદ્ધિ થઈ દુધ, ઘી; દહીં વગેરે સસ્તાં થશે અને તેથી શક્તિ તથા આત્મબળ પણ વધશે."

અકબર બાદશાહ જેવા મુગલાઇ અમલમાં પણ ૩ થી ૪ રૂા. એ મણ ઘી મળતું. રૂ. ૧ નું ૭ શેર ઘી મળતું તેવી વાતો તો હજુ આપણા ઘરડાંઓ કરે છે. તે વખતે મ્હાની મેમાની લોકો આપતા ન હતા, પણ લાપશીને ઘી ખવડા-

વતા અને ખાતા; તેથીજ તેઓ પોતાના સ્વધર્મનું રક્ષણ કરી ૧૦૦ વર્ષ સુધી જીવતા, પણ આ તો પરદેશી વેપારીઓએ ખાવા પીવાની અને મોજ મઝાની એવી તો મોહક વસ્તુઓ બનાવી છે કે તેના એશ આરામથી ધીમા ઝેરથી આપણી જાતો ખવાઈ ગઈ છે. સુતે સુતે મ્હોંમાં કોળીયો મુકનાર મળવાથી બેસીને હાથે ખાવાની તેમજ તેમાં શું શું વસ્તુઓ આવે છે તે જોવાની તસ્દીજ ના લીધી. કુવા, ઘંટી, ગાય અને રેંટીઆ એ ચારનો વપરાશ હરેક ઘરમાં હતો. તે જવાથી સ્ત્રીઓને એશઆરામ મળવાથી તેમનામાં હીસ્ટીરીયા, કસુવાવડ, સુવારોગ અને ક્ષયરોગ વધીને ૨૦ થી ૨૫ વરસમાં

મરણ થવા લાગ્યાં છે. પુરૂષોની પણ તેવીજ દશા થઇ છે. આપણા હમેશના જીવનની ઉપયોગી ચીજોમાં પણ પરાધીનતા થઈ છે તો હવે જાગો! કુંભકરણની નિદ્રા ત્યાગો! સૂર્યોદયના કિરણો ફૂટી ચૂકયાં છે, માટે એશઆરામ વાળી પરદેશી ચીજો કે જે ધર્મ અને આરોગ્યનું સત્યાનાશ કરનાર છે તેને એકદમ તજો! જીવનને સાદું અને મહેનતુ તથા તમારાં વડીલોની પેઠે ૧૦૦ વર્ષ સુધી જીવતું રહે તેવું કરો અને પોતાના પગપર ઉભા થાઓ! અસ્તુ.

"વૈદ્ય કલ્પતરૂ" મે-૧૯૨૨

ગોળ વાપરવો એજ સહુથી
ઉત્તમ છે.

ખાંડની બહુજ જરૂર હોય તો દેશી
પવિત્ર ખાંડ મેળવવાનાં ઠેકાણાં:—
નીરાવેલી સુગર ફેકટરી
બારામતી (જીલ્લા પુના)
બૈજનાથ મીલ — કાનપુર
ચંપારણ મીલ — ,,